પણ ધર્મબંધુના મનમાં કોઈપણ પ્રકારની ગેરસમજૂત ન થવા પામે તેટલામાટે આ ધર્મવિગ્રહનું સત્ય સ્વરૂપ શું છે તે સઘળું એક તટસ્થ વ્યક્તિ તરીકે આ ઘટનાદથી સર્વને સ્પષ્ટ જણાવી દઈ જાગૃત કરવાની મને ખાસ જરૂર જણાય છે.

આપણા સંપ્રદાયનાં મુકરર થયેલાં દશ ધામ પૈકી મુળી ગામનું મંદિર પણ એક પવિત્ર ધામ મનાય છે તેથી તેની વાર્ષિક આવક અને શીલક લગભગ મોટા પ્રમાણમાં છે, દેશ વિભાગના લેખમાં પ્રગટ પ્રભુ શ્રી સહજાનંદ સ્વા-[illegible]ે એ પવિત્ર ધામ ઉપરની તમામ અધ્યાત્મિક હકુમત શ્રી નરનારાયણ દેવની ગાદીના આચાર્યશ્રીને શરૂથીજ સોંપેલી છે તેથી આચાર્યશ્રીએ ત્યાં મૂકેલા ત્યાગીઓ તેઓશ્રીની આજ્ઞામાં રહીને તે મંદિરનો વહીવટ અધ્યાપિ સૂધી ક્યોં જાય છે એ જગજાહેર હકીકત છે. આવી કોઈપણ ધાર્મિક કે સામાજીક સંસ્થા ઉપર કોઇપણ વ્યકિત કે વ્યક્તિઓ [illegible]ા વહીવટ દીર્ઘ કાળ સૂધી ચાલુ રહેતાં તેને ક[illegible]રીને સ્વતંત્ર થવાની ઇચ્છા થઈ આવે અને ત્યાર [illegible] તે સેવક મટીને સ્વામિ થવાનો ઉદ્યોગ આરંભે એ સૃષ્ટિનો સ્વાભાવિક નિયમ છે, તેટલા ઉપરથીજ આ સંપ્રદાયના ત્યાગીઓને એકજ સ્થળે લાંબો વખત નિવાસ કરીને નહિ રહેવાની શ્રી પ્રગટ પ્રભુએ ખાસ આજ્ઞા કરેલી છે. શ્રી નરનારાયણ દેવની ગાદીના સાંપ્રત ધર્મધુરંધર

આચાર્યશ્રી વાસુદેવપ્રસાદજી મહારાજની સગીર અવસ્થાનો લાભ લઇને મુળી મંદિરનો વહીવટ લગભગ દીર્ઘકાળ સૂધી એક બે ત્યાગીઓએજ ચલાવેલો અને તે ત્યાગીઓના સદ્ગત થયા પછી તેમના શિષ્ય અથવા શિષ્યોએ પોતાનો હક્ક માનીને મંદિરની કુલ સત્તા સ્વતંત્ર રીતે પોતાના હાથમાં લીધેલી. આ સમયે પણ આચાર્યશ્રીની સગીર વય હોવાથી તે ત્યાગીઓને આ પ્રમાણે નિરંકુશ બની જવામાં કોઈ અંતરાય કરે તેમ નહોતું. એ રીતે મુળીના મંદિર ઉપર ત્યાગીઓનું સામ્રાજ્ય સ્થાપન્ન થઈ ગયા બાદ કેટલીક મુદ્દતે આચાર્યશ્રી યોગ્ય ઉમ્મરના થ[illegible]ા તેઓશ્રીને ત્રસ્ટીઓ તરફથી શ્રી નરનારાયણ દેશની [illegible]ત અધ્યાત્મિક હકુમત સ્વતંત્ર રીતે સોંપવામાં આવી, તે ઉપરથી તેઓશ્રીએ તાબાનાં તમામ મંદિરોનો વહીવટ બારીકીથી તપાસવા માંડયો. આ તપાસમાં મુળીના મંદિરનો વહીવટ તેઓશ્રીને ગંભીર ઘોટાળા ભરેલો જણાતાં ઘણા દિવસથી ત્યાં ઘર કરી રહેલા તે મંદિરના ત્યાગી મહંત વગેરેને ત્યાંથી એકદમ ખસેડવાની જરૂર જણાઇ અને તેથી તેમની પાસેથી મંદિરના વહીવટનો કબજો લેવા તેઓશ્રીએ સુલેહ ભરી કોશિશો કરવા માંડી. સેવક મટીને સ્વામિ બની બેઠેલા એ મહંતશ્રીને તથા તેમના કેટલાક મદદનિશ ત્યાગી મહાત્માઓને ઘણા દિવસથી ભોગવેલું નિરંકુશ સ્વરાજ્ય એકાએક છોડી દઈ ખરા ત્યાગી બનવાની આ ઉલટી

કરે તેવી ગોળી ગળે ઉતરી નહિ તેથી તુર્ત જ તેઓએ એક મત થઇને કેટલાક સત્સંગીઓને પોતાનો સ્વાર્થ સાધવા માટે ઉલટું સમજાવી પોતાના પક્ષમાં લીધા. ત્યારબાદ તેમની પાસેથી મંદિરના વહીવટનો કબજો લેવામાં આચાર્યશ્રીને મજબૂત અંતરાય કરવા તેમણે એક નવીન યુક્તિ શોધી મુળી સ્ટેટની મદદ માગી. જેના પરિણામે મંદિરની તમામ મીલ્કત મુળી દરબારની સીલમાં મૂકાઇ જતાં એ પવિત્ર ધામ ઉપર પરંપરાથી ચાલતી આવેલી આચાર્યશ્રીની અધ્યાત્મિક હકુમત એકદમ નષ્ટ થવાનો સમય આવી પહોંચ્યો.

ઉપર પ્રમાણે મંદિરનો વહીવટ સુલેહ શાંતિથી કબજે લેવાનો આચાર્યશ્રીનો પ્રયત્ન કેવળ નિષ્ફળ જવાથી તેઓશ્રીએ તે સંબંધમાં કેટલાક પ્રતિષ્ઠિત્ સત્સંગીઓની સંમતિથી કાયદેસર પગલાં લેવાનું નક્કી કર્યું, અને ઝાલાવાડ પ્રાંતના પોલિટિક્લ એજંટની કોર્ટમાં મંદિરનો વહીવટ પોતાને કબજે લેવા દીવાની રાહે ફરીઆદ નોંધાવી. આ ફરીઆદનો છેવટ નિર્ણય થના સુધી દેવદ્રવ્યનું યોગ્ય રીતે રક્ષણ થવા સારૂ તેઓશ્રીએ રીસીવરથી માગણી કરી, જે મંજૂર થતાં મહા મહેનતે મેળવેલું મંદિરનું સ્વરાજ્ય હવે હાથમાંથી જશે એવા ભયથી ભડકી ઉઠેલા આપણા સંપ્રદાયના એ ત્યાગી મહાત્માઓએ સત્સંગમાં મોટો કોલાહલ મચાવી મૂકયો !

આ કોલાહલનું પરિણામ એ આવ્યું કે આચાર્યશ્રી ઉપર કેટલાક અતિશયોક્તિ ભરેલા આક્ષેપો થવા લાગ્યા, અને સત્સંગસમાજ બે પક્ષમાં વહેંચાઈ ગયો. આચાર્યશ્રીની હકુમતનાં દેવ મંદિરોમાં પોતાનો સ્વતંત્ર ઝુંડો રોપી દઇ તેમાં નિરંકુશપણે મહાલવાની તીવ્ર લાલસામાં જાહેર રીતે માયાથી મુક્ત બની બેઠેલા આ ત્યાગી મહાત્માઓએ આટલેથી નહિ અટકતાં તા. ૧૦મી માહે અકટોમ્બર સને ૧૯૨૦ના રોજ વીરમગામ મુકામે કેટલાક સત્સંગી બંધુઓને એકઠા કર્યા અને હાલના સમયે સમગ્ર દેશમાં આપણા દેશનાયકોએ ચલાવેલી અસહકારની ચળવળનો લાભ લઇ એ નવીન શસ્ત્રનો ઉપયોગ પોતાના પરમપૂજ્ય ધર્માચાર્યની સામે કરવા પ્રથમથીજ તેમણે ગોઠવેલો ગુરૂમંત્ર તેમની આગળ યુક્તિપૂર્વક મૂકયો ! આ ગુરૂમંત્રનું પરિણામ એ આવ્યું કે ત્યાં એકઠા મળેલા સંત્સંગી બંધુઓએ સમગ્ર સત્સંગીઓના મતની કાંઇપણ દરકાર કર્યા સિવાય કેવળ આપખુદી સત્તાથી સત્સંગ મહાસભાનું નામ ધારણ કરી " આચાર્યશ્રી ધર્મવિરૂદ્ધ વર્તન કરે છે " એવો ગોફણગોળો ગબડાવીને " અમારો બીજો ઠરાવ ( હુકુમ ! ) થતા સુધી કોઇ સત્સંગીએ આચાર્યશ્રીને આચાર્ય તરીકે માનવા નહિ ! " એવો ઠરાવ ( જો હુકુમ ! ) પૂર જોશથી ઉપડતા પંજાબમેલની ઝડપે એકદમ પસાર કરી દીધો !

ઉપરનો ઠરાવ જર્મન સીલ્વરનાં વાસણો વેચનાર એક વ્યાપારી ધર્મબંધુની સહીથી હેન્ડબીલ રૂપે ઠામઠામ પ્રસિદ્ધ થતાં તે ઠરાવમાં લખેલી હકીકત સત્ય વસ્તુસ્થિતિને જાણનારા ઘણા સ્વધર્મનિષ્ટ ધર્મબંધુઓને જર્મન સીલ્વરના જેવીજ કૃત્રિમ જણાઇ અને તેમની લાગણી દુખાતાં એ કહેવાતી મહાસભાની આવી અયોગ્ય હીલચાલ એકદમ તોડી પાડવા તેઓ તત્પર બન્યા. તુર્તજ તા. ૧૭ મી અક્ટોબર સને ૧૯૦૦ ના રોજ વઢવાણ કેમ્પની અંદર માળીઆના દરબારશ્રી કે જેઓ સત્સંગના મહાન સ્તંભ રૂપ હોઇને એક ઉત્તમ રાજવંશી કુળને દીપાવનારાછે તેઓશ્રીના પ્રમુખ પણા નીચે આ સંપ્રદાયના ઘણા સુપ્રસિદ્ધ સ્વધર્મનિષ્ટ સદ્‌ગુરૂઓ, ત્યાગીઓ તથા પ્રતિષ્ટિત સત્સંગીઓની એક ગંજાવર સભા ભરાઈ અને વિરમગામ મુકામે મળેલા મુઠ્ઠીભર સત્સંગીઓએ આચાર્યશ્રી ઉપર કરેલી અયોગ્ય ટીકાઓ, ખોટા આક્ષેપો, વગેરેને માટે તેમના તરફ આ સભાએ ખુલ્લો ખેદ પ્રદર્શિત કર્યો; સિવાય ઉક્ત આચાર્યશ્રી સ્વધર્મનું અવલંબન કરનાર, શ્રી નરનારાયણ દેવની પવિત્ર ગાદીને દીપાવનાર એક વિદ્વાન્ ધર્મગુરૂ છે એમ સર્વાનુમતે સિદ્ધ કરવામાં આવ્યું. આ પ્રમાણે થવાથી વીરમગામની કહેવાતી મહાસભાના આપખૂદી ઠરાવ રૂપ પંજબમેલને સત્યપ્રિય સત્સંગીઓના પવિત્ર ગંગ રૂપ અંતર પ્રવાહનો પ્રચંડ વેગથી ધક્કો લાગતાં તે એકા-

એક પાણીમાં ગબડી પડયો, અને આચાર્યશ્રીની પ્રતિષ્ટાને હાની પહોંચાડવા ઇચ્છનારા કેટલાક સ્વાર્થી ધર્મબંધુઓએ બાંધેલા હવાઇ કિલ્લા શેખચલ્લીની પેઠે હવામાં ઉડી ગયા !

આ સઘળી હકીકતની પૂરેપૂરી ખાતરી કરી લેવા માટે તા. ૧૭ મી અકટોંબર સને ૧૯૨૦ ના રોજનો માળીઆના ઠાકોર સાહેબની સહીનો ઠરાવ કે જે હાલમાં છપાઇને પ્રસિદ્ધ થયો છે તેનું મનન કરવા સર્વ સત્સંગી બંધુઓને મારી આગ્રહપૂર્વક વિનતિ છે.

એ રીતે આચાર્યશ્રીનો પક્ષ સઘળી રીતે સબળ હોવા છતાં પણ પોતાના કોઇપણ આશ્રિત સત્સંગીના અંતરમાં કોઈપણ પ્રકારનો અસંતોષ ન ઉત્પન્ન થાય અને સત્સંગમાં સુલેહ શાંતિ સંપૂર્ણ રીતે જળવાય તેટલા માટે તેઓશ્રીએ એક પવિત્ર ધર્માચાર્યને છાજે તેવી રીતે આ ધર્મવિગ્રહનો સમાધાનીથી અંત લાવવા તે સભામાં કબુલ્યું હતું અને પ્રતિપક્ષીઓની બે દિવસ સુધી રાહ જોતાં તેઓ નહિ આવ્યાથી તા, ૧૯-૧૦-૨૦ ના રોજ સમાધાન કરવાની એક આજ્ઞા પત્રિકા પોતાની સહીથી બહાર પાડી, છતાં પોતાનો ખોટો કક્કો ખરો કરવા સારૂ આખો સંપ્રદાય વલોવી નાખવા ઇચ્છનારા કેટલાક પ્રતિપક્ષીઓએ એ પવિત્ર આજ્ઞા પત્રિકાનો કેવળ અનાદર કર્યો અને આચાર્યશ્રીના એ અત્યુત્તમ વિવેક, વિનય, સ્વઆશ્રિતો ઉપરનો નૈસર્ગિક પ્રેમ અને સહન શીળતાનું પરિણામ કેવળ શુન્યમાંજઆવ્યું !

ઉપરની સઘળી હકીકત ઉપરથી વસ્તુસ્થતિનું સત્ય સ્વરૂપ મારા સર્વ બંધુઓના જાણવામાં સારીપેઠે આવી ગયું હશે. હવે આ ધર્મવિગ્રહ કઇ રીતે શાંત થાય તેનોજ માત્ર તમારે વિચાર કરવાનો છે, કેમકે સ્વધર્મના સંરક્ષણમાંજ તમારૂં ગૌરવ સમાયેલું છે. અને ઓ ! મારા નિસ્પ્રેહી ધર્મબંધુઓ ! આ સર્વ સત્ય વૃત્તાંતનું દર્પણ તમને અર્પણ કરી દીધા પછી એક ધર્મબંધુ તરીકે તમને પૂછવાનો મને હક્ક છે કે તમારા નિર્દોષ ધર્માચાર્ય ઉપર વારંવાર થતા અયોગ્ય હુમલા તમે શું નથી અટકાવી શકતા ? તમારા અન્ય ધર્મ બંધુઓની એ ભયંકર ભુલ શું તેમને તમે નથી બતાવી શકતા ? સમગ્ર દેશમાં સ્નેહ લાગણીનો પવન ફુંકાય છે તેના શું તમે જાણકાર નથી? તમારા વહાલા ધર્મને તમે શું વફાદાર નથી ? શું આચાર્યશ્રી મુળી મંદિર ઉપરની પરંપરાની અધ્યાત્મિક હકુમતનો પરિત્યાગ કરે તેમાંજ તમારૂં ગૌરવ સમાયેલું છે ? શું તમારા અક્ષરનિવાસી ઇષ્ટે તમને એ પ્રમાણે ફરમાવ્યું છે ? તમારી આસપાસ દૃષ્ટિ કરી જુઓ કે આર્યધર્મને નહિ માનનારી આખી દુનિઆના ઇસ્લામી પ્રજા પણ હાલના સમયે તેના ધર્મગુરૂની પ્રતિષ્ઠા જાળવવાને માટે પોતાના પ્રાણ સુધાં પણ અર્પણ કરવા તત્પર થઇ ગઇ છે, અને પોતાનાં સઘળાં ધાર્મિક સ્થળો ઉપર તે ધર્મગુરૂનીજ સ્વતંત્ર હકુમત સ્થાપવા પ્રચંડ પોકાર કરી

રહી છે ! તમારા અન્ય ધર્મબંધુઓની માફક સ્વધર્મ ઉપર તે કેવળ પોતાનુંજ સામ્રાજ્ય સ્થાપવા માગતી નથી ! પોતાના પવિત્ર ધર્મગુરૂની પ્રતિષ્ટા જતાં તેને દુનિઆની કોઇપણ વસ્તુ પ્રિય લાગતી નથી ! આ પ્રજાનું ધર્માભિમાન જુઓ અને પછી કહો કે હજારો માઇલને અંતરે વસનારા પોતાના એ ધર્મગુરૂનું વર્તન યોગ્ય છે કે અયોગ્ય તેનો વિચાર કર્યા સિવાય પણ તેના પવિત્ર નામ ઉપર તે મરી ફીટે છે કે નહિ ? અને ત્યાર પછી તમારા પવિત્ર અંતઃકરણને પૂછો કે તેનું અનુકરણ કરવું તમને ઘટે છે કે નહિ ? મારા ધર્મબંધુઓ ! હું ખાતરીથી કહું છું કે આજના જમાનામાં કોઇપણ ધર્મગુરૂ સર્વગુણસંપન્ન તો નથીજ. અને તેની સાથે એ પણ ખાતરી રાખો કે તમારા આચાર્યશ્રી વિદ્વાન્ હોવાનું કોઈ પણ વ્યક્તિ ના પાડી શકે તેમ નથી જ. તેઓશ્રીની નજીવી ખામીઓ શોધી તેને દૂષણનું રૂપ આપતાં દુનિઆની દૃષ્ટિ આગળ ધરવી એમાંજ શું આપણું ભૂષણ છે ? શું એ પ્રમાણે કરી પર સંપ્રદાયીઓને હસાવવા એજ સાચા સત્સંગીનું લક્ષણ છે ? નહિ મારા ધર્મ બંધુઓ ! એમ કદાપિ નહિ બને ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે એમ કદાપિ નહિ બને, કેમકે સત્ય હકીકતનું દર્પણ સમયપરત્વે તમને અર્પણ કરી સ્વધર્મ સેવા બજાવવા તમારા આ સેવકે હવે મજબૂત હાથમાં કલમ પકડી છે. ચારે દીશાઓમાં

અસત્ય રૂપી અંધકાર ફેલાવનારી કાળી વાદળીને તેણે બહુજ બળપૂર્વક જકડી છે ! વળી એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે આવો ધર્મકલહ ધર્મના સંસ્થાપક શ્રી ભક્તિ ધર્મના પુત્ર કદાપિ સહન કરશે નહિ. દેશમાં જણાતી જાગૃતિ જોઇને કહો કે તમારે સ્વદેશહિતના સંબંધમાં શું શું કરવાનું છે ? તમારા દેશનાયકોને પૂછી પાવરધા થાઓ કે તેમણે તમને અર્પણ કરેલું અસહકારનું શસ્ત્ર શું પોતાના ધર્માચાર્ય ઉપરજ ચલાવવાનું છે ? મારા સઘળા ધર્મબંધુઓને હું ભાર મૂકીને પૂછું છું કે તમે તમારા આચાર્યશ્રીના નિર્માલ્ય દોષ વારંવાર છાપામાં ચર્ચાતા જોવા છતાં પણ મૌન ધારણ કરી રહ્યા છો તે શું તમને ઘટિત છે ? શું અન્ય સંપ્રદાયના બીજા સર્વ આચાર્યો એવા દોષોથી રહીત છે ? યાદ રાખો કે હાલના જમાનામાં કળિનું પ્રાબલ્ય દિન પ્રતિદિન વધતું જવાનું છે, અને તેની અંદર ગંગા, ગાય અને ગોસ્વામિનું ગૌરવ સ્વહસ્તે નહિ ઘટાડવા માટે તમારે બહુજ સાવચેત રહેવાનું છે.

વળી આ ધર્મવિગ્રહનો લાભ લઇને " શ્રી સ્વામિનારાયણ " એ નામનું માસિક ચોપાનિયું કોઈ સત્સંગી બંધુએ બે ત્રણ માસથી પ્રસિદ્ધ કરવા માંડયું છે. તેમાં ઘણુંખરૂં લખાણ મુળી મંદિરના કેસની હકીકતથી અને આચાર્યશ્રી ઉપરની અયોગ્ય ટીકાઓથી ભરી દેવામાં આવે

છે. એ સંબંધમાં હું મારા ધર્મબંધુઓને માનપૂર્વક પૂછવાની રજા લઉં છું કે એમાં સાહિત્ય જેવી કાંઇ વસ્તુ છે ? શું તે તેના કદના પ્રમાણમાં સસ્તું છે ? શું એ માસિક સ્વધર્મની ઉન્નતિ કરનારૂં છે ? શું તેના તંત્રીનું એ કૃત્ય આ ધર્મવિગ્રહને મટાડનારૂં છે ? આ બધા પ્રશ્નોના પ્રત્યુત્તરમાં તમારી પાસે નકાર સિવાય બીજો શબ્દજ નથી. મારા નમ્ર મત પ્રમાણે તો એ માસિક સ્વધર્મમાં પડેલી ફાટ પૂરવાનો નહિ પરંતુ તેમાં પગ મૂકી તેને પહોળી કરવાનો એક પ્રકારનો ઉદ્યમ છે. વળી તેને આપણા ઇષ્ટ-દેવનું અતિ પવિત્ર નામ આપ્યું છે તેતો કેવળ અઘટિત છે કેમ કે એ માસિક લાંબુ આયુષ્ય ભોગવે એમ મને લાગતું નથી તેનો પ્રત્યક્ષ પુરાવો એટલોજ કે તેનો જન્મ થયા પછી લગભગ ત્રીજેજ મહીને એકાએક તેની અસલ ખુબસુરતીને ક્ષયનો રોગ લાગુ પડયો હોય તેવાં ચિન્હો જણાય છે !

એ ચોપાનિઆના ત્રીજા અંકમાં શ્રી સહજાનંદ સ્વામિએ પોતાના આશ્રિત સત્સંગીઓ જોગ લખેલો એક પત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આ પત્ર હાલના કહેવાતા સુધરેલા જમાનામાં સમાજ ઉપર કેવી અસર કરે તેનો તંત્રીએ વિચાર કર્યો હોય તેમ જણાતું નથી. આવી આવી કેટલીક વિગતો ઉપરથી એ તંત્રી મહાશયને મારી વિનતિ

છે કે આ માસિક ચલાવવાનું સાહસ કરવા કરતાં તેમણે પ્રથમ કોઇ સ્વધર્મનિષ્ટ વિદ્વાન્ વ્યક્તિના આશ્રયમાં લાંબો વખત રહીને બહોળો અનુભવ મેળવવાની જરૂર છે, નહિ તો તેમણે આ માની લીધેલી સ્વધર્મસેવા " લેને ગઈ પુત આર ખો આઇ ખસમ ! " ના જેવીજ થઇ પડશે એમાં કાંઇપણ સંદેહ નથી.

આ સિવાય મારા જે કોઇ ધર્મબંધુઓ કે સ્વદેશી ભ્રાતાઓ આવું સાહસ ખેડવાની ઉત્કંઠા ધરાવતા હોય તે સઘળાને મારે આ ઘંટનાદથી જણાવવાનું કે બહોળો ભવ, કસાયેલી કલમ, અને નૈસર્ગિક શક્તિ વિના યના રણક્ષેત્રમાં એકદમ ઝુકાવી દેવાનું તેઓ ધારતા હોય તેટલું સહેલું નથી !

હવે આચાર્યશ્રી ઉપર વારંવાર થતા આક્ષેપોને ઉત્તેજન આપનારા ત્યાગી મહાત્માઓને મારે ભૂલવા જોઇએ નહિ. આ ત્યાગી મહાત્માઓએ મારા પ્રેમપૂર્વક પ્રણામ સ્વિકાર્યો પછી જાણવું જોઇએ કે કામ, ક્રોધ, લોભ, મોહ, માન મત્સર, આદિ દુર્ગુણોને અંતરથી જીતનાર અને કેવળ નિર્વાસનિક સ્થિતિમાં સાત્વિક જીવન ગાળનાર માત્ર ખરા ત્યાગી કહેવાય છે. તેમના હાથમાં માળા કે ધર્મપુસ્તક સિવાય બીજું કાંઇ શોભેજ નહિ. ધર્મરક્ષાના બહાના હેઠળ તેઓ આવા ધર્મવિગ્રહમાં સીધી કે આડકતરી રીતે ભાગ

લઇ શકેજ નહિ. સિવાયનું સઘળું ઠીકઠીક સમજવાનું. વળી આ ત્યાગી મહાત્માઓએ એ ખૂબ યાદ રાખવાનું કે તમારે માટે જેવી ધર્મશાસ્ત્રની સખ્ત આજ્ઞાઓ છે તેવી આચાર્યશ્રીને માટે નથી કેમકે તમે સંસાર ત્યાગી સંયમી છો અને આચાર્યશ્રી ગૃહસ્થાશ્રમી છે. આચાર્યશ્રીનું વર્તન સંપ્રદાયની બાંધેલી મર્યાદાનું જેટલે દરજ્જે ઉલ્લંઘન કરનારૂં જણાય તેટલે દરજ્જે તે તેમને ઓછા ભૂષણરૂપ છે, પરંતુ તમારૂં વર્તન ત્યાગીના ધર્મથી સહજ પણ ચળાયમાન થાય તો તે સત્સંગને મોટા દુષણરૂપ છે તેનું કારણ એટલુંજ કે તમારા અખંડ બ્રહ્મચર્યના ભિંમબળ ( આખા સંપ્રદાયનો આધાર છે. લાખો સત્સંગીઓને ઉપદેશ આપી તેમને કલ્યાણ માર્ગ દર્શાવવાનો તમારે માથે ભાર છે. મોહ માયામાં બંધન થઇ ગયેલી કોઇપણ વ્યક્તિ અન્યને કોઇપણ પ્રકારે બંધન મુક્ત કરી શકે નહિ એ સર્વ ધર્મશાસ્ત્રનો સિદ્ધાંત છે. આ સ્થળે મારે અત્યાર સુધીમાં કેટલીક રીતે જાળવી રાખેલી તટસ્થતાનો સવિનય ભંગ કરી જણાવવું જોઇએ કે આચાર્યશ્રીનું વર્તન કેવળ અશુદ્ધ છે અને તમારૂં શુદ્ધ છે. એવું કહેવાની તમે હાલના સમયે કદાપિ હિમ્મત કરી શકો તેમ છેજ નહિ, તેનું કારણ તમારા જાણવામાં છે એટલે મારા આ ઘંટનાદની શરૂઆતમાંજ તે લખીને તમને હાલને હાલ દુર્વાસા મુનિ બનાવી દેવાની મારી ઇચ્છા થતી નથી ! સંપ્રદાયમાં પેઠેલો સડો દૂર કર-